# પૂર્વે થઈ ગયલા, શ્રી હસ્તીનાપુર પતિ માહારાજા વિરાજ અર્જુન કુમાર શૂરા અભિમન્યુના

## નાટકના ગાયનો.

રચિને પ્રસિદ્ધ કરનાર,

**ઠાકોરરામ વલ્લભરામ ઊપાધ્યા.**

**દોહરો.**

જનુની જણુતો ભકત જણુ, કાં દાતા કાં શુર;
યાતો રહીએ બાંઝણી, મત ગુમાવે નુર.



**સુરત**

"ધી રાઇઝીંગ સ્ટાર પ્રીન્ટીંગ પ્રેસ" માં ગંગારામ આતમારામે છાપ્યો.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.
વૈશાખ. મે.

**કિંમત બે આના.**

# અભિમન્યુ નાટક.



## રાગ કલ્યાણ

(શ્રી જગતપ[illegible] એ-રાહ.)

પાત્રો—જય ઉમાપતિ, તારી ગહન છે ગતિ, હૃદય માંહ લો સ્વી-
કારી નમ્ર વિનતિ.

નંદી છે, વાહન તમારૂં વામાંગે ઉમિઆય;
દીક્ષિણે ગણેશ બિરાજે, જટામાં ગંગાય, જય.
જટીલ જોગીને ભસ્મજ ભોગી તું ભોળો છે દેવ;
સર્વને પ્રસન્ન થાઓ, જે કરે તમારી સેવ. જય.
બાણાસુરને વર્દાન આપી કરી યુદ્ધમાં સાહ્ય;
તારા સુતનું સ્મરણ કરતાં સર્વ સિદ્ધિ થાય. જય.
ત્રિપુરાસુરને સંહારી તમે કર્યું દેવનું કામ;
ચાર પદારથ નિશ્ચે પામે જે ભજે તમારૂં નામ. જય
ધર્મ જેવા ન્યાઇ નૃપતિ સકળ રાજ્યમાં થાઓ;
અભિમન્યુ જેવા વિર, આર્યભૂમિમાં પ્રગટાઓ. જય.
સદા શિવ મહારાજ પધારી કરજો અમને સાહ્ય;
કર જોડીને સર્વે પાત્રો ગુણ તમારા ગાય. જય

ભારોટ:—

છપયછંદ.

ભલે! ભુપ તું બોહોત વિખ્યાત થાજો,
શુણી નામ તુંજ, શત્રુઓ નાશી જાજો;
કુંવર લખમાણા, તાણી હાંક વાગે,
જેસો નિંદમે સોયલો સીંહ જાગે.

કવિત

શત્રુ પક્ષ કેરો કાળ, જગતકો પ્રતિ પાળ,
શોભે શીર છત્ર લાલ, એસો રાય તુંજ હે,
દાન પુન્ય બોહોત કરે, રણે ચઢયો નવ ડરે,
સ્‍ સાનો નવ ડરે, એસો તોરો યુદ્ધ હે;
ધર્મે દાન કરનેકી, શુરા સાથ લઢનેંકી,
પ્રજા સુખી કરનેંકી—ચિંતા તેરે મન હે.
સભા મેં બાહોતજીનો, શત્રુ મારી રાજ લીનો,
ગરીબ કું સુખી કીનો, એસો દુર્યોધન હે.

———*———

અભીમન્યુ—

( સુણો! દિલી તખ્ત ધરનાર—એ રાહ. )
દીલ મન થાઓ શોકાતુર, યુધ્ધે કાકાજી હુંય ચતુ રે
જઈ રણે કરું હું ચકચુર— યુધ્ધે૦

તમે શું ણો છત્રપતિ માહારાજ- ચુદ્ધ૦
જઇ રણે રાખું પિતાજીની લાજ- ચુદ્ધ૦
જઇ શ્યામ કરૂં શત્રુ તણા મુખ- ચુદ્ધ૦
તો તો સાચી સેવી શુભદ્રાની કુખ- ચુદ્ધ૦
હું મથા પુત્ર કેરો છું તન- ચુદ્ધ૦
વળિ નામ પડયું મુજ અભિમન- ચુદ્ધ૦
તેથી નવમુકવાનો હું ટેક- ચુદ્ધ૦
આપો આજ્ઞા કરીને વિવેક- ચુદ્ધ૦
હજુ ખડગ રહ્યું મુજ હાથ- ચુદ્ધ૦
એ અંધ-તનોના શા ભાર- ચુદ્ધ૦
કરૂં કૌરવના શીર-છેદન- ચુદ્ધ૦
ત્યારે સાચો હું તો ઇન્દુ-તન- ચુદ્ધ૦

દુહો.

કાકા ચુદ્ધે જઇ કરી, કરૂં તાત વિખ્યાત;
તો તો, સાચે ધાવિઓ, શુભદ્રા મુજ માત.

કવિત.

રણસીંહ:—

મથા પુત્ર કેરો તન, નામ ધર્યું અભમિન;
ગાજે સિંહ જેસો વન, એસો રણે ગાજશે.

હર્ષ ઘણો ધરે મન, મારે એ કૌરવ તન;
દુષ્ટ રાય દુર્યોધન–તણો ગર્વ ભાંજશે.
મારે શત્રુઓને વાણી, રાખે મન હામ ઘણી;
હાંક શુણી એહ તાણી, શત્રુ ગાત્ર ભાંજશે.
શત્રૂ વર્ગ મારીને, કૃર ને સંહારીને
આપ માન પામીને, એ તાત નામ રાખશે.



જયસીંહ:— **સીંધુરીઆ.**

શત્રૂ સંહારવાં, કટકને સજ કરો;
ચક્ર-વ્યુહ યુદ્ધમાં ચિત રાખો.
હય–ગજ સજ કરી, આયુદ્ધ કર ધરી;
મુખથી ગણપતિ સ્મર્ણ ભાખો.
હામ ભીડી કરી, શત્રુને પરહરો;
જેહથી આપણો યશ થાશે.
મૃત્યુ થયા–થકી, મોક્ષને પામશો;
અમર કિર્તિ કવિ-રાજ ગાશે.



જયસીંહ—બાંકી પાઘશીર ધરી, ધનુષકોં કર ધરી;
આપ માન પામનેકોં, હર્ષ જીનકે મન હૈ
દુશ્મનોંકી સામે જવા, નવ મન ડગ્યો જરા.
એસા વિર બાલકોકી માતાકું તો ધન હૈં
શુરાજબ રાડ કરે, કાયર ફાટીને મરે.
સુરા કેરી ગર્જના, ઓ જેસો ગગને ઘનહે,
કહેત કવિ જયસિંહ, સુણો પ્યારે યુધીસ્ટર,
સબ ક્ષત્રિ માન મુકે, એસો અભિમનહે.



સિંધુરીઓ

રણુસીંહ—: ક્ષત્રિ યુધ્ધે ચડે, કાયર મન ડરે;
એ શુણો બાત, તુમી ધર્મરાજા.
સુરા રણે લડે. ડંકાઓ ગડગડે.
રણતુર શરણાઈ ને વાગે તાસા;
અભિમન્યુ ગાજશે, શત્રુઓ નાશશે;
યુધ્ધે પિતા તણું, નામ રાખે.
રણે શુરથી લડો શત્રુ શીર પગ ધરો;
તોરી કીર્તિ રણ—સીંહ થાસે.



## ગઝલ

[બાઇ આપનું શરીર તરૂણવયનો બાગ. ]

શોભદ્રા— સુણ કૃત્ય દાસી, મુજ પુત્રો તણા આજ;
રણ ને વિષે ગાઢ કરી, રાખે કુળ લાજ.
મુજ પુત્ર યુધ્ધે ચઢે, જેવો જાણે ઘન;
અરી ઉપર ઘા કરે તે, આણી હર્ષ મન.
મૃત્યે થકી નવ ડરે, ને રાખે આપ ટેક;
શત્રુ સાથે યુદ્ધ કરે. તે રાખી ને વિવેક



( કાફી. )

(સંદેશો ક્ષત્રિ સુતાએ કહાવ્યો.)એ-રાહ.

અભિમન્યુઃ—

સમાચાર યુધ્ધે ચઢ્યાનો લાવ્યો;
રણમાલ કંઠે ધરી મા આવ્યો.
પાન બીડી રણમાળા લઇને;
દુત દુર્યોધન રાયનો આવ્યો. સમાચાર•
ચક્ર વ્યુહની રચના કરીને;
મુજ પિતાજીને યુધ્ધે તેડાવ્યો. સમાચાર•

મુજ પિતા પાતાળે ગયા છે;
તેથી બીડું ઝડપી ઘેર આવ્યો. સમાચાર૦
છ ઘઠની હું વિદ્યા રે જાણું;
મામે તુંજ ઉદરમાં ભણાવ્યો. સમાચાર૦
ઘઠ સાતને કાકાજી ભાંગે;
આ અવસર રૂડો આવ્યો. સમાચાર૦
રણુ જઈ પિતા નામ રાખું
ત્યારે સાચું તારૂં પય ધાવ્યો. સમાચાર૦

---

(મેનાવતિ માતા નિર ભર્યોરે તારા નેનમાં) એ-રાહ.

શો—અભિમન્યુ બેટાં માનો, મારૂં તજી દો યુદ્ધને;
અ—શોભદ્રા માતા આજ્ઞા, દિઓને ઝટ મુજને.
શો—મોઢે રેલા પયના આવેને પુરૂં નથી તુને ભાન;
ખાઓ પીઓને ખુશી રહો વીરા, કરોને રંગને તાન. અભિ
અ—એ મોઢે રેલા પયના આવે મા તો પણ ક્ષત્રી તન;
અરી સાથે યુદ્ધ કરૂં હું, સીંહ ગાજે જેવો વન. શોભ૦
શો—યુદ્ધે ચડવું સેહેલું નથી, તું સાંભળ મારા તન;
તાત તા'રાનું કામ છે, બાલા માનો મુજ વચન. અભિ.

અ.—કામ એ મારા પિતાનું માતા, તારૂં સાચું વચન.
પિતા મારા ઘેર નથી માટે, ચ'ડયો હું તેના તન. ભાશે·

શો—કાકાઓ તારા બેઠા કેમ ચઢે તું મારાં તન
યુધ્ધે તેનું કામ છે બાળા, તારૂં ત્યાં શું વચન. અ

અ— ચક્રવ્યુહ રચના દુષ્ટે કરી તેનો કોઇ નવ જાણે ભેદ
યુધ્ધ કળા હું માતાજી જાણું સીદ ધરો તમે ખેદ. શોભ.

શો—નારી તારી ઘેર નથી, તું સાંભળ મારા બાળ
વાત શુણી તુજ રણે ચઢયાની, ફાટી મરે તતકાળ. અ ભિ

અ— કોની નારી શું કહે માડી સાંભળ મારી વાત
રણે અસુરૂં મને થશેતો લાજશે મારો તાત. શોભ

દુહો. રાહ કવિતની.

નારી, નારી, શું કહે, નહીં નારીનું કામ;
ખમે ન ઘા મારી વતી, જ્યાં ચાલે સંગ્રામ
નારી, નારી, શું કરે, સાંભળ મારી માત;
યમજી તેડું મોકલે, નહીં આવે એ સાથ.

શોભદ્રા:—

(ગઝલ.)

શુણ શુરા તન, એક, મુજ શિખામણ,
રણને વિષે, દુ:ખ પડે તે કરજે સો સહન.

સંકટ સમે ધૈર્ય થઇ ને સહેવું સર્વે દુ:ખ;
પાછો પગ માંડશે તો લાજશે આ કુખ,



## તોટક.

ધર કર્ણ સ્તુતિ આ વિરાટ પતી
મોકલ તું જ પુત્રિ જે છેય સતી;
રચના ચક્ર વ્યુહની દુષ્ટે કરી,
કરવા યુદ્ધ કોય ન હામ ધરી.
ચ'ડે અભિમન્યુજ ગાજિ રણે;
વચમાં ત્રણ પો'ર રહેલ ખરે.



( રાગ સીતાજીના મહીનાનો. )

મારી પ્યારી પુત્રી, સુજાણ, હવેરે કેમ થશે;
તું જાશે સાસરા માંહે, સ્વામીજી રણે જશે.
અરે સાંભળ મારી બાળ, અહો: મુજ દીકરી;
શાને મોટી થઇ તું આજ, ગઇ ના કેમ મરી.
સુણો નાથજી પ્યારા આજ, હવે કેમ કીજીએ.
ઘાળી વિશ હાથે પ્યારા નાથ, આપણે પીજીએ.

## ગઝલ

**ઉતરા**— (સરકાર રજા દીજીએ—એ રાહ.)

સુણો મારી માતજે નશીબમાં હશે;
માં કરો કલપાંત જે, થવાનુ તે થશે.
પહેલે જન્મ વાંક કંઈ, પ્રભુ તણો કર્યો;
તે આ જન્મે આડો આજ આવિને ઠર્યો.
સંકટ સમે ધૈર્ય ધરી, સ્થિર રાખો મન.
ઘરમાં છુપો કેમ રહે એ ક્ષત્રિ કેરો તન.



**લશ્કરઃ**—

(રાગ અંગ્રેજી.)

ઓ સિરદારજ સુરા, ચાલોને રણ સંગ્રામને
વહેલા, વહેલા, સજ થઈને, ઝટપટ ચાલો રાય;
દીલમાં રાણા હામ ધરોને, મારો અરીને ધાય. ઓસિર૦
ધઢ સાતેને તોડી, રાણા રાખો પિતાનો ટેક,
અરે સાથે યુધ્ધ કરો, રાયા રાખી મન વિવેક. ઓસિર૦
હસ્ત હમારા, ચગાગે છે, કરવા અરેને પ્રહાર.
સજ થઈ રાયા અરે ચઢોને, ઝટ થાઓ તૈયાર. ઓસિર૦
કમર બાંધો કસકસી, રાણા લો નંગી તરવાર,

પીઠે રાજા ઢાલ ધરોને, કેડે ઓસોની કટાર, ઓસિર૦
દીલમાં રાજા હામ ધરો, એ દુષ્ટના શા છે ભાર,
લશ્કર તારૂ ઉભું રહ્યું, તું નીકળ પુરની બાહાર. ઓસિર૦
અ.—ચાલો સુરાઓ સંગ અમેરી, ધીર ધરી મન ખુબ,
કાઢું અરી શમશેર ધારકે, જાત ખડી રજપુત. ઓસિર૦

---

( બનઝારા )

ઉતરા:— શીદ રણે ચઢો પતિ મા'રા,
છો આપ સકોમળ નાના;
આપ મુખ પૂનેમનો ચંદ્ર,
જે નાંખે મોહનો ફંદ;
છો આપ રૂપે રઢીઆળા—શીદ.
જોઇ મનોહર મૂર્તિ તમારી,
મને હર્ષ થાય રતિ-ભારી;
આ શી કંઠ ધરી રણ માળા—શીદ.
સ્વામી હંસ સમી છે કાય,
તે કેમ ખમે રણુ ઘાય;
છો પ્રીતમ પ્રાણ આધારા—શીદ.
સૂર્ય તુલ હે શોભા તમારી,

તેવી હું અરધાંગે નારી;
રણ જશે થશો હત્યારા–શીદ.

ગીતી.

અભિ:—વિયોગે પ્યારી તારા, મન મારૂં અતિ ચળીત રહે;
પરંતુ યુધ્ધે જાવા દીલ મારૂં અતિશય ચહે.
દીલમાં પ્યારી મારી અતિ દીલગીર છું;
લખ્યું જે વિધાત્રે થવાનું હતું થયું.

ગજલ.

અભિઃ—સુણો પ્યારી આજ જો હું યુધ્ધે નવ ચઢું.
ક્ષત્રિ જાત, ક્ષત્રિ ધર્મ, મારાથી પડું;
ક્ષત્રી કેરો શું છે ધર્મ પ્યારી માહરી;
જાણો સર્વ શાસ્ત્ર આપ કેમ ભુલ્યા વળી.
પ્યારી શાંત થઇને આપ દીલ ધીર ધરો;
ગૃહે નથી મુજ તાત તેથી તન તેનો ચઢયો.
મારી અરી ખડગ થકી ઝટ આવીયો;
દુર્યોધનનું શીર પ્યારી જાણ લાવીઓ.

અભિમન્યું—જન્મ્યો જગમાં, વા ના જન્મ્યો જેમ
સૌર્ય પણું તનમાંહે નહીં રે;
ક્ષત્રી થઇ કદી, યુધ્ધે ચઢયો નહીં
ઘેર રહયો સ્ત્રીથી મગન થઇ રે—જન્મ્યો.
કુખ લજાવે તેની જનુનીની
તાત પોતાં કેરી સાખ ગઇ રે—જન્મ્યો.



ઉત્તરા—આશું કરોછો રાજા સુલક્ષણા, જાઓ તરછોડી નારજી;
પરણ્યા ત્યારે રે મળ્યા નથી, મળ્યાં પ્રથમ આ વારજી.
યુધ્ધે જાવા ન દઉં નાથજી.
અભિઃ—મેરૂ ડગે પણ ડગું નહીં, મારૂ નામ અભિમનજી;
ઘેર ફરૂં જો આજ હું, લાજે તાત અરજુનજી.
એ શું વદેરે ઘેલી નારતું
ઉત્તરા—લાવો યુધ્યે ચઢું હું એકલી, કરૂં કૌરવ સંહારજી;
ઘેર બેઠા સુખ ભોગજો, અપાંવુ મમ પિતાનું રાજજી.
યુધ્ધે જાવા ન દઉં નાથજી.
અભિ.—અમ છતાં જો તું યુધ્યે ચઢે, થાય વિપરીત વાતજી.
કુખ લાજેરે જનુની તણી, લાજે અર્જુન તાતજી.
એ શું વદેરે ઘેલી નારતું

ઉત્તરા—હું છું રાજાજી બાળે વેશમાં, સુખ નવ જાણું સંસારજી;
તમ વિયોગે જીવું નહીં, કાઢું પ્રાણ નિરધારજી.
યુધ્યે જાવા ન દઉં નાથજી.

અભિ.—ધીરોની રાણી સુલક્ષણા, અમે ક્ષત્રિના બાળજી;
ઘેર પાછોરે હું કેમ ફરૂં, ઘાલી છે મેં રણ–માળજી.
એ શું વદેરે ઘેલી નાર તું.

ઉત્તરા.—કાકા છે ભીમ સરીખડા, મામા, કૃષ્ણ સમાનજી;
અર્જુન પિતાજી છે આપના, ગયે કાઢું હું પ્રાણજી.
યુધ્યે જાવા ન દઉં નાથજી.

અભિ.—પિતા ગયા છે પાતાળમાં, મામા નથી ઘેર આજજી;
મુજ વિના કો જાણે નહીં, વ્યુહ યુધ્યનું કાજજી.
એ શું વદેરે ઘેલી નાર તું.

ઉત્તરા.—અર્ધાંગ હું છું આપનું, માટે આવું તમ સાથજી.
ખડંગ લઉરે નીજ હાથમાં, કરૂં અરિ સંહારજી.
યુધ્યે જાવા ન દઉં નાથજી.

અભિ.—હઠ મેલોને રાણી ગુણવતિ, કરો મન વિચારજી;
યુધ્ય થાય નહીં મુજથી, જો આવે તું સાથજી.
એ શું વદેરે ઘેલી નાર તું.

ઉત્તરા.—પાછા વળોની રાજવી, આપ સરખી છે જોડજી;
ખાઓ પીઓ ને રંગ ભોગવો' કરો બેઠાં કલોલજી.
યુધ્ધે જાવા ન દઉં નાથજી.

અભિ.—રણે જાઉંરે રાણી આજ હું, કરૂં અરિ ચકચુરજી.
સોગન મુજને છે, તાહેરા, આવું આથમતે સુરજી;
એ શું વદેરે ઘેલી નાર તું.

—0—

(પીતાજી આ કોપ તમે શો કર્યો.)

ઉત્તરા—સ્વામી વિપરીત વાત આ શી કરી,
રણ-સાજ, કંઠે, શીદને ધરી.
છોડી પિતા, અને વળી માતા
મેં તો ઝાલ્યો, તમારોજ હાથ.
દાસી તરછોડી' જાશો નહીં,
સ્વામી વિના હું ના જીવું સહી.
હું છું તમ દાસી, બાળે વેસ,
તજી યુધ્ય, નારે જાશો નરેશ.
મને મારી યુધ્યે ખુશીથી ચઢો;
જઈ પછી કૌરવ સાથે વઢો.

અભિમન્યુ. :—

સુણો, દ્રોણ ગુરૂ માહારાજ; પાન્ડું તન પાછો કેમ હઠેરે.
હું તો રાખું તુમારી લાજ; પાન્ડું.
પિતા તણા ગુરૂ છો આપ પાન્ડું.
મારતાં લાવું મશ્ચાતાપ પાન્ડું.
હું મારૂં દુષ્ટ દુર્યોધન પાન્ડું.
કરૂં લક્ષ્મણનો હું પતન પાન્ડુ.
પિતા ગુરૂ જાણી દયા લાવું મન પાન્ડું.
નહીં તો હમણા કરૂં હું પતન પાન્ડું.

---

અશ્વા મોદિક હારી માહારાજ; મને દયા આવે તારીરે.
હણતાં આવે મનમાં લાજ; મને.
અલ્યા છે તું વિપ્ર કેરો તન. મને.
તેથી હણતાં વિચારૂં મન; મને.
તારા અવળા કાઢું હું લાડુ; મને.
યમ પુરી તુને હમણા પોંચાડું; મને.
તું વિપ્ર નથી પણ છે જક્ષ; મને.
તમે અન્યાઈનો કરો છો પક્ષ; મને.

લશ્કર:— ખ્યાલ.

પાંચ ઘઢ મેં ને ઝીત લીઆ ધર્મકા બોલ બાલા;
ધઢવી ધડસે ભાગ ગયા, મોં કૌરવ કા કાલા.
ચેત, ચેત દુર્યોધન રાજા માન અબ મેરા;
રાય ધર્મ કે શરન ચલાજા, રાજ બચે તેરા.



અભિમન્યુ—

(સરકાર રજા દીજીએ એ રાહા)
સુણો કાકા કર્ણ એક વાત માહેરી
ક્યાં ગઈછે, આરે સમે બુધ્ધી તાહેરી
દુષ્ટ રાય દુર્યોધન નો પક્ષ તમે કર્યો
મુજ સામો આજતું અહીં આવીને ઠર્યો
ભત્રીજા કેરા હસ્ત હજુ તમે જોયા નથી,
તમ માન મુજ થકી ઘણું ભંગ થતું નથી
આપો ઘઢ ખુસી થકી તો માન નવ ઘટે
નહીં આપો તોનાશવું વળી પડશે છેવટે
ઘડ ઉપર છે, શીશ માહારૂં, રહયુંછે ખડગ હાથ
ત્યાં લગી ઓ કાકા, મારા ભીડું તમશું બાથ

કર્ણ— અલ્યા ઘણેરો મન માંહે ગર્વ તું ધરે,

મારે મુજ હસ્ત-થકી હારશે ખરે.
તું ફુલ્યો છે, ગર્વ થકી મનમાં ઘણો,
પણ જેમ ધાતુ તાર આગળ સુત્ર તાંતણો.
કાઢી ખડગ મ્યાનમાંથી કરમાં ધરૂં હું,
સામો ઝટ સજ થઇને આવીજા રેતુ.



(તોરા સુતો સિંહુ નિંશક જગાદે એ શીંહની)

અભિ— તોરા સુતો સુરા રાય જગાદે ઓ શુંદરી;
દાશી— જો જાનની રાખો આશ પધારો ઘર ભણી.
અભિ— જીવ્યાની હું આશ, ન રાખું, તું શાંભળ એ નાર
જગાદે તોરા સુતા સુરાને, કાઢની ઘઢની બાહાર તો૦
દાશી— ગેરૂ ડગે ઉઠ્ધી ચળે,જો જાગે મોરા રાય
જીવડા તારો પલમાં લેને. રડી મરે તુંજ માય–જો૦
અભિ— તોરા સુતા સુર જગાદે કાઢની ઘઢની બાહાર;
પ્રાણ લેઉં હું એક પલકમાં કર નંગી તરવાર–તો૦
દાશી— મોર સુરાનું નામ ન જાણે જે દુર્યોધન તન;
ખડગ લઇને શામો ધશે, તોરૂં શીર કરે છેદન. જો૦
અભિ— તોરા સુરાને સેહેલથી મારૂં કરૂં હું શીર છેદન;
નામ અભિમન મારૂં પડયું છે, ઇંદ્ર કુળનો તન–તો૦

દારી— દુર્યોધનનો વડીલ પુત્ર એ,રાખે તમશુ વેર
નાશવું હોયતો નાશજે રાયા, તુને મારે એ ઠેર.જેવ

---

(રાહ અંગ્રેજી. કોનસરટી વાજાનો.)

અભિ— ચાલો, ચાલો, સુરાઓ, ને સજ કરો તોખાર,
મારી, ફાડી, દુશ્મનો ને કાઢો ઘઠની બાહાર,
કમર બાંધો કસ કસી ને રખો મનમાં રીશ
દુષ્ટ, રાય દુર્યોધનનું છેદી નાંખો શીશ,
ઘઠ સાતેને તોડી. સુરા ઉરાડોની ધુળ,
કૌરવ રૂપી કાષ્ટ કેરાં ખોદી કાઢોમુળ.

અભિમન્યુ:— દુહો.

કાકા વે'લા આવજો, હવે તમારૂં કામ;
ઘઠ બાકી તો એક છે, થાશે માહા સંગ્રામ.

---

ભુજંગી છંદ.

કરૂં યુદ્ધ હું કેવુ આ ઘઠ માંહી,
નથી જાણુતો દ્વાર છે એનુ કાંઇ;
હતી આશ હાં મુજને ભીમ તારી;
અરે શી દશા આ સમે થાય મારી,

અભિમન્યુઃ— **અનજારો.**

( પ્રીય મિત્ર વિના ઓ ભાઇ-એ રાહ. )

કાકા મામાની અલ્પ સગાઇ,
પિતા હોય તો આવે ધાઈ;
હાં હતી મને તમ આશ,
કીધો તજી મને નિરાશ.
નથી સુજતું હવે મને કાંઈ—કાકા.
તેં રાખી શી મનમાં આંટ,
કઢાવવાને મારો કાટ;
મેં જાણી ન તુજ લુચ્ચાઇ—કાકા.
છે, અરી દળ વિક્રાળ,
હું એકલો નાનો બાળ;
(શું) થશો ખુશી મરાવી આંહી—કાકા.
જ્યારે વાર્યો ઘરની નારે,
મુજ પ્રતિ કહ્યું તે ત્યારે
ભાંગુ ઘડ સાતે હું ભાઈ—કાકા.
તું પામત સઘળું માન,
હું બાળક છું નાદાન;
હું ચઢયો તોરી સોડ સાહી—કાકા.

પિતાજી આવશે મમ કાલ,
કહેશે, ક્યાં છે, મારો બાળ;
શા ઉત્તર દેશો ત્યાંઇ–કાકા.
થશે પિતા મમ વૃદ્ધ જ્યારે,
કોણ આરામ દેશે ત્યારે;
નથી બીજો સહોદર ભાઇ–કાકા.



શોભદ્રા— **લલિતછંદ.**

અરર દૈવરે કોપ શો કર્યો,
તરૂણ બાળકો માહરો હર્યો;
અવતરી જરા સુખ ના દિઠું
અરર શું હતું મુખડું મીઠું.
તન વિના બહું ઝુરી હું મરૂં,
અરર દૈવરે શું હવે કરૂં;
મરણ તું જથી વાંઝણી થઇ,
અરર ઇશ્વરા ક્યાં! ઠરૂં જઇ.
વૃદ્ધ થયા પિતા–એહના છતાં,
અરર દૈવને આવી ના દયા;
તરૂણ નાર છે, એહની ઘણી,

શિ વલે થશે નાથ તે તાણી.
અરર બાળ રે! તું ગયો ખરે;
ઝુરિ ઝુરી ઝુરી માત તો મરે.

---

ઉત્તરા:— **વેલાવર.**

(વૈદરભી વનમાં વલવલે એ રાહ.)

કેમ રીસાયા રાજવી, જરા બોલોની આજ,
હું છું, દાસી આપની, તેનો શોરે અપરાધ— કેમ
શત્રુઓ હર્ષે ફુલ્યા. મેલી તમ મરજાદ;
અરિશું રણે લડો, રાખો પિતાની લાજ— કેમ
સોડ તાણીને સુતા તમો, થાય અરિ પ્રસન્ન;
ઉઠો કેમ કાયર થયા, તમે ક્ષત્રિના તન— કેમ
મારા સમ જરા વદો, આ દાસીની સાથ;
રોઈ, રોઈને ફાટી મરૂં, દયા લાવોની નાથ— કેમ
ઘડી બાકી હવે એક છે, ઉઠો પ્રાણ આધાર;
સજ થઈ રણે લઢો, અરિ સાથે આવાર— કેમ
આવી ઊંઘ ન રાખીએ, શાણા અર્જુન તન;
ઉઠોરે આળસ મોડીને, કરો અરિ છેદન— કેમ
હાસ્યનો આ સમો નથી. મારા નણદીના વીર,

હાસી સામેરે, દ્રષ્ટી કરો, નહિતો પાડું શરિર- કેમ
ધીરે હવે રેહેતું નથી, મારા પ્રાણ આધાર;
હૈવામાં હોળી બળે, થાય ખોટા વિચાર- કેમ
વચન આપ્યું હતું આવવા, આથમતે સુર;
મળ્યા વિના ચાલી ગયા, છોડી હસ્તિના પુર- કેમ
જોગણ હવે હું બનુ, સુણજો મારા નાથ;
નવ છુવું હું એકલી, બળુ આપની સાથ- કેમ
જોગેશ્વર સાહે થજો, બળું નાથની સાથ;
પેલે ભવે મળુ એમને ઝાલું એમનો હાથ- કેમ



## માલિનિ છંદ

હર હર હર આશા, આભ તૂટી પડયોજો,
તરૂણ વય મહી આ, દૈવ્ય આવી નડયોજો;
નથિ નથિ નથિ સેંહ્યાં, સૂખ સંસારિ દીઠું,
મરણ પતિ થયેથી, રે'વું હ્યાં સર્વ જુઠું.
અધરમ અતિશે મેં, આગળે શું કરેલા,
સુખદ સમય ટાણે, આવીને તે નડેલા;
દુખિ દુખિ દુખિ થાવા, શીદ મૂને બનાવી,
દૃષદ નહિં અહીઆ, ઇશ્વરે કાં સજાવી.

પતિ મરણ થતા હું, ધિક્: જીવું હજીએ,
શરમ શરમ મૂને, 'બાલતી' હું હજીએ;
જીવિત તદન મારૂં, મૂળ સર્વે થયેલું,
બસ બસ બસ કાહું, માણ ના આંહિ જીવું.

સર્વે પાત્રો મળી સાથે ગાય છે:—

રાગ કલ્યાણ.

(શ્રી જગત પતી.—એ રાહ.)

પ્રીય દેશીઓ, ભલે આવીઆ તમો;
આપના દર્શનથી, પ્રસન્ન થયા હમો.
આ નાંટય રૂપે ભજવાયો છે, અભિમન્યુનો ખેલ;
અલ્પ બુદ્ધી અમ તણીને, હતો એ મુશકેલ. પ્રીય.
દરેક સ્થળમાં આવિ હોય, જે જે ભુલો આજ;
માફી માગે આપની, કર જોડી આ સમાજ. પ્રીય
દેશ-હિતાર્થે આ મંડળીએ કીધું છે આ કામ;
કદમ ભરશો અવર ખેલમાં, પધારો મુકામ. પ્રીય.



# જાહેર ખબર.



સર્વે સંગિતાભિલાસિ સજ્જનોને વિનંતી કે નીચે લખેલી ચોપડીઓ **ઠાકોરદાસ વલ્લભરામ ઉપાધ્યા** પાસેથી સુરત ભુતશેરીમાંથી મળશે.

અભિમન્યુનાટકના ગાયનો ... ... ... ... ... ૦-૨-૦

અભિમન્યુ નાટક મોટો. [છપાય છે.] અગાઉથી. ... ૦-૮-૦

નળ નાટકના ગાયનો. ... ... ... ... ... ... ...૦-૨-૦

---

**મનરંજક** એનામનું માસિક ચોપાનિયું. વરષે લવાજમ ફકત છજ આના. વાંચો અને ખાતરી કરો. આ ચોપાનિયામાં સ્વદેશ હિતના તથા સંસારિક અને બીજા એવાજ ઉપયોગી વિષયો જુદા જુદા પુરૂષથી લખાય છે.

સુરતની મોટી આગનો ગરબો. [૧૮૮૯ની] ... ૦-૧-૦

છ. ન. ઓરપાડી. સુરત મોટા મંદિર પાસે.



**સારૂં** સસ્તું અને ઝડપથી છપાવવું હોય તો શ્રી રાજ ઝીગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસને યાદ કરજો.

**સુરત** મોટ મંદિર પાસે.